॥ અ.શ્ર. ॥

# શ્રી સત્ય ઉપદેશ.

અનુદાસજી ગોર દામોદરદાસજી,
મુ. કોલવડા તા. વીજાપુર.

કીંમત રૂ. ૦-૪-૦

શ્રી જૈન વિદ્યાવિજય પ્રીન્ટીંગ પ્રેસમાં શા. ચુનીલાલ
અમથાભાઇએ છાપ્યાં—અમદાવાદ.

॥ શ્રી સદ્‌ગુરૂની દયાસેં લીખતેહુ ॥

॥ श्री गुरु चरण नमः ॥

અથ શ્રી

# સત્ય ઉપદેશ.


રચી તથા છપાવી પ્રસિદ્ધ કરનાર,

ભલુદાસ ગુરૂ દામોદરદાસસાહેબજી.

મુ. ડોલવડા—( તાલુકે વીજાપુર. )


આ ગ્રંથ ધર્માર્થી જનોને અતિ ઉપયોગી છે.


રીચીરોડના પુલ નીચે આવેલા શ્રીજૈન વિદ્યાવિજય પ્રેસમાં શા. ચુનીલાલ અમથભાઈએ છાપ્યો. અમદાવાદ.

આવૃત્તિ ૧ લી—પ્રત ૫૦૦.

સંવત્ ૧૯૭૪.—સને ૧૯૧૮.

કીંમત ૦—૩—૦.

# પ્રસ્તાવના.



મારા વહાલા પ્રેમી સદગ્રહસ્થો, હરીજનો અને આર્યબંધુઓ હું બે કર જોડી ગુરૂકૃપાથી બે બોલ કહેવા માગુ છું, તે આપ કૃપા કરી વાંચવા તસ્દી લેશો.

જગતકર્તાએ આ મનુષજન્મ ઉત્તમમાં ઉત્તમ અને સર્વમાં શ્રેષ્ટ આપ્યો છે તો આવા મનુષરૂપી અવતારમાં આવી આપણે દેહ કરતાનું કાંઇ પણ સ્મરણ ના કર્યું તો લક્ષચોરાશીમાં ફરી ફરી મહાન્ સંકટ દુઃખો ભોગવવા પડે તે ઠીક નહી અને લક્ષચોરાશી એટલે વારંવાર ગર્ભવાસમાં જવું આવવું થાય, અને મરવું જનમવું થાય, તેનું નામ લક્ષચોરાશી છે. વળી ધારો કે ગર્ભવાસમાં કે નર્કવાસમાં કીચીંત્ માત્ર ફેર છે નહી. એજ તમે નીશ્ચે માનો તો લક્ષ ચોરાશીમાંથી છુટવા માટે કાંઇ સાર્થક કરવું. કેવું કે વેદના વચનો, અગર શાસ્ત્રના વચનો, અગર માહાત્માના વચનોને ગ્રહણ કરી તેને શીખવા—અને ઘણાખરા લોકો એમ કહે છે કે—સંત માહાત્માનું સેવન કર્યા સીવાય પોતાની મેળે જ્ઞાન મેળવવું હોય તો મેળવી શકાય છે, પણ એવું બોલવું તદ્દન વ્રથા છે. કારણ કે જેમ એક હાથે તાલી પડતી નથી તેમજ એકલા રહેવાથી પોતાની ભુલ નીકળતી નથી તો જ્ઞાન મેળવવું તે તો કેવી રીતે મેળવી શકાય અને સંત માહાત્માનું સેવન કર્યા સીવાય જ્ઞાન કેવી રીતે થાય. માટે પ્રથમ સંત

માહાત્માનું સેવન કરી જ્ઞાન મેળવવાની ખાસ જરૂર છે. માટે સંતમાહાત્મા જોડે સત સંગ કરવો. સતસંગ એટલે જે માણસ સદ્‌ગતિને જાણે છે તેનો સંગ કરવો. એટલે તેની મહોબત અગર સોબત કરવી એટલે તે સારી ગતીને પામે છે. જેમ એક વાસણમાં પાણી ભરી તેની અંદર ઝીણી રજ નાંખીએ અને જ્યાં પવન ચાલતો હોય ત્યાં જઇ મુકીએ તો તે પવનના જોરથી તે રજ નીચે બેસી પાણી નીરમળ થાય છે. અને રેતી નીચે બેસી જાય છે, તેમજ પવન માફક હરી ગુરૂ સંત છે. તો તેની લહેરરૂપી જ્ઞાન છે અને તે જ્ઞાનરૂપી લહેરવાયુ વાવાથી માટીરૂપે અજ્ઞાન નીચે બેસી જાય છે. વાસણરૂપી દેહાદિક પાત્ર છે—તો જ્ઞાનરૂપી પાણી તે પાત્રમાં ઠરે છે. એ જ્ઞાન થવાથી કામ, ક્રોધ, શોક, લોભ, મોહ, ભય, આશા, તૃષ્ણા, સંકલ્પ, વીકલ્પ, હું, મારૂં એવા આવરણ વીષય એ સર્વે નાશવાન્ થાય છે. અને સારાં લક્ષણો પ્રાપ્ત થાય છે. સારાં લક્ષણો એટલે દયા, ધર્મ, સત્ય, જ્ઞાન, સીલ, સંતોષ, સેવા, વીવેક, વિચાર, વૈરાગ્ય અને સંતની સેવા અગર કોઈ આત્માને દુઃખ નહી દેવું તે સર્વને જ્ઞાનીજન બરાબર માને છે—અને રાગ દ્વેષથી રહીત થએલો માણસ જ્ઞાની કહેવાય છે. વળી જ્ઞાની સંતોએ અગર હરીજનોએ જૈન ધર્મના જેવી દયા ધારણ કરવી અને બીજા પંથના જેવી ટેક રાખવી. કબીર સાહેબના જેવું મોક્ષ જ્ઞાન સમજવું. વૈષ્ણવના જેવું સત્ય રાખવું, એ જ્ઞાની પુરૂષને સમજવા યોગ્ય છે. વળી પંચીકરણમાં જીવણરામ માહાત્મા લખે છે કે—જ્યાં સુધી આત્માનું જ્ઞાન સંપાદાન કર્યું નથી ત્યાં સુધી મોક્ષ ગતી થતી નથી. તો આતમાનુ જ્ઞાન સં-

પાલાન કર્યા સિવાય મોક્ષનો મારગ છેટો છે, કારણુ કે જ્ઞાન થવાથી પાપકર્મરૂપી કાષ્ટને બાળી ભસ્મ કરી મુકે છે. તો જ્ઞાન મેળવવું તેમાં હરીજનોની ખાસ જરૂર છે. જેમ ઘણા કાળનુ અંધારૂ હોય અને તેમા એક મસાલ લઇ જઇએ તો એ અંધારૂ એમ કહી શકતુ નથી કે હું ઘણા કાળનું છું તે નહિ જાણે પણુ ફક્ત પ્રકાશરૂપી મસાલ જોઇને તે તરતજ નાશવાન થઇ જાય છે અને પછી અંધારૂ છે એમ કહેવાતુ નથી. તેમ અંધારારૂપી અજ્ઞાન છે અને જ્ઞાનરૂપી મસાલ છે, તેજ જ્ઞાનનો પ્રકાશ થવાથી અંધારારૂપી અજ્ઞાન નાશમાન થાય છે—તો તે જ્ઞાન થવાથી અજ્ઞાન પાછું રહેલા ઠેકાણે આવવા માટે ઇચ્છા રાખતુ નથી. અને જો આવવાની ઇચ્છા રાખે છે તો મસાલરૂપી જ્ઞાનના પ્રકાસથી તે બળીને મરણુ પામે છે.

શિષ્ય કહે ગુરૂ એટલે શું ! કંઠી બાધનાર દેહને ગુરૂ સમજવા કે કોને ગુરૂ કહેવાય તે આપ કૃપા કરી કહો.

ગુરૂ કહે -ગુ=નામ અંધારૂ છે. અને રૂ નામ પ્રકાસ છે તો તેમાં કબીર સાહેબનું કહેવું થાય છે કે જ્ઞાન ગુરૂ શબ્દહી ચેલા માટે જ્ઞાનરૂપી ગુરૂ છે અને શબ્દરૂપી ચેલો છે. વળી જકત કર્તાનો આ મનુષ્ય દેવના અવતારમાં આવી અમુલ્ય લાવ લેવા ચુકવું નહિ. અમુલ્ય લાવ કહેતાં ભગતી છે અને જકતકર્તાનુ સમરણુ છે અને પોતાના દેહમાં કંઇ પ્રકારની ભુલ વિકાર હોય તેને દુર કરી નિરવિકારી થવું જોઇએ. વળી આ માનુશ જન્મમાં ભગતી ન કરીએ તો લક્ષ ચોરાસીમાં ફરી મહાન દુઃખો ભોગવવાં પડે છે તે આપણુ પ્રતક્ષ જોઇએ છીએ. જેવા કે બેલ,

પાડા, ઉંટ, ગધેડા, ઘોડા એવા અનેક જાતીના જનાવરોના ઉપર ભાર ભરી સદા ચલાવીએ છીએ તો તે બિચારા ચાલતાં ચાલતાં થાકી થાય છે અને ચલાવનાર માણુસ તેને માર મારે છે તો તે બિચારા એમ કહી શકતા નથી કે અમને શું કરવા મારો છો. તે પશુઓને ખાવા આપે તો ખાય, પાણી આપે તો પીએ. એ બિચારા પરસ્વાધીન રહી અનેક પ્રકારના દુઃખો ભોગવે છે તેનું મુખ્ય કારણ એ છે કે એમને મનુષ્યજન્મ મળેલો છતાં ભક્તિ અગર હરી સ્મરણ નહી કર્યું તો આવા દુઃખો ભોગવે છે. તો આ મનુષજન્મમાં જો આપણ ભુલ્યા તો આપણુને પણ એ-વાજ હવાલ થવાના. સતગુરૂ દેવકી જય જય જય.



# શ્રી સત્ય ઉપદેશ.



## પદ ૧.

મુજને મળીયું છે નાણું સંત નામનુરે ( ૨ )     ટેક.
મોટા વેપારી મુજને મળીયા, નાણું આપતા સંસય ટળીયા,
કેવળ નાણું છે આ મારા કામનુરે.     મુજ૦
પ્રેમપાન પરમાણુ આપ્યું, ચોરાસીનું બંધન કાપ્યું;
દરસન કરાયુ ગુરૂના ધામનુરે.     મુજ૦
સાધુપણુ તો કોને કેહે છે, વીષયાશ્રવથી ન્યારો રહે છે;
મુકી દે છે હું મારૂ અપમાનનુરે.     મુજ૦
દારૂ મંસથી ન્યારો રહીને, સત નામને સાધી દઇને;
રૂદેમાં રટણુ કરે શ્રી રામનુરે.     મુજ૦
સાહેબ દામોદર નાણું આપ્યું, દુખડું મારૂં સરવે કાપ્યું;
અલુદાસને નાણું આપ્યું નામનુરે.     મુજ૦

### સાખીઓ.

આતમ સબમે એક હે, ધરક રંગ અનેક;
ખોખે એસે ખુબ હે, પણ આતમ સબમે એક.
શોધન રાખો શરીરમાં, ઇશ્વર મળશે એમ;
સેવા કરીએ સંતની, નીત રાખીએ નેમ.
અંતર ચોખું આપણું, કરતાર નામ લે કેમ;

ભક્તિ કરીએ ભાવથી, પૂરો રાખી પ્રેમ.
મનથી જાણી મહાતમા, શબ્દ ઉચારો સત;
એકનંતર જાણી આતમા, મુકો મનના મત.
ખોજના કરીને ખોળવો, ઇશ્વર પુરણ એક;
આશા પુરણ કરે આપડી, તે તો નભાવે ટેક.
નહી હમ સાધુ નહી સંન્યાસી, નહી ભર્મ નહી ભગતાન;
અલક નામસે લે અમારી, હમતો આસક મરતાન.
વિમુખથી છેટે વસો, કરીએ નહી કહેત;
રૂદીઆ માંહી રાખવું, હરીજન ઉપર હેત.
બીન આધાર એક વૃક્ષ હએ, નહી મુળ કે બીજ;
જ્ઞાનીજંન બતાઇએ, તમ ગુરૂ હમ સીસ.
ચાર પોહોર ઘરમાં રહે, ચાર પહોર ફરે શેહેર;
ચાર પહોર જાતે રહે, ફીર આવે ઘેર.
દેખતાસે દૂર રહે, અંધા સામી આય;
અંધાસે આનંદ રહે, બોત ખુબ હો જાય.

ચોપાઇ.

સંસારમાં એક પુરૂષ શેઠ, પાંચ પટાવત કરે તેની વેઠ;
પાંચ પટાવતની પચાસ નાર, એ પુરૂષ માંય આપે તાર.
એમાં પાચ નારીના ફેરવ્યા ફરે, અને તેના કહ્યા પ્રમાણે કરે;
એ પુરૂષ નરકમાં જાય, ચોરાસી માથે નીશ્ચે થાય.
એના ફેરવ્યા નવ જો ફરે, એ પુરૂષ ભવસાગર તરે;
ઓળખી એને આપે ગાય, સંત જ્ઞાની તેતો ફરેહ ગાય;
જે તપ કાયાતણી યાસ, કરજોડી કહે છે અલ્લુદાસ.

## ચોપાઇ.

એકડા લે સાહેબનુ નામ, રોમ રોમ રહ્યો છે રામ;
બગડા બો એને જાણુ, સત નામકી કર ઓલખાણુ.
તગડા તર વેણીને તીર, સતગુરૂ સાહેબ બેઠા વીર;
ચોગડા ચારે ગુણુ રહાઇ, આ તન ખો કરો મારા ભાઇ.
પાંચડા પાંચ તત્વકો દેહ, રાત દીવસ વરસે છે મેહ;
છગડા ખટ ચક્કી સેવ, એના જુદા જુદા છે દેવ.
સાતડા સાત સમુદર સાહી, પાંચ ખારા બે મીઠા રહાઇ;
આઠડા એકવીસ બ્રમાંડ ભાળ, નવસે નવાણુ નદીયો નાળ.
નવડા નવ ભગ્તીકો અંગ, ધ્યાન દ્રષ્ટીસેં કરલો સંગ;
દસડા દસ દ્રુવારે જાય, જોતી નીરંજન ત્યાં જણાય.
દસ દુવારા ઉપર જાય, મકર તાર દોરી પકડાય;
દોરી પકડાતાં સત લોક વાસ, કરજોડી કહે છે અલ્લુદાસ.

## ભજન.

ભજ તુહી ભજ તુહી ભજ તુહી ભાઈ,
તુહીને ભજ્યા વિના વ્રથા હઇ કમાઇ. ભજ તુહી. ટેક.
તન માલ જોબન સુત તેરો, વામે રહ્યો મરાઇ;
એ ધન તેરે કામ ન આવે, માટે તુહી મુખ લેલાઈ. ભજ.
મેવા સેવા બોતહી મીઠો, તુહી નામને બનાઇ;
જન્મ નતો જબ દુખ દીઓતો, ઉનકો ગયો ભુલાઇ. ભજ.
જઠરા અગનીકે તાપમેસે દેહકો લીઓ બચાઇ;
એ ધણીકા ગુણુ કયુ ભુલે, ભુલે કોઇ મુરખાઇ. ભજ.
સંસારમાં આયો ત્યારે સાન નહોતી, અનાજ નહીરે ખવાઇ;

દાંત બીના મેં ચાવુ કેસો, તબ સાહેબને દુધ બનાઇ. ભજ.
સાહેબ તેરા ગુણ ક્યા ગાવું, બોત ચીજ તેને બનાઇ;
માનુષદેહ બનાયો મોટો, જહાં વહાં ચલ્યા જાઇ. ભજ.
બળદ પાડા ઊંટ ઘોડા, ભાર બોત ભરાઇ;
ભાર ભરે ઉપર માર પડે, પણ મુખ ન બોલે અરાઇ. ભજ.
તુહી ન ભજે સો અવતાર આવે, ચોરાસી પડે આતમાઇ;
એ આતમાને બહુ દુખ આવે, માટે તુહી ભજીલે ભાઇ. ભજ.
આ ભજનનો ગુણ લઇ ગાવે, મોક્ષ ગતી તે જાઇ;
અલ્લુદાસ તુહી તારથી કેછે, સતકો લીઓ ઓળખાઇ. ભજ.

## ભજન.

### ચેલી કહેતાં દેહ અને ચેલો કહેતાં આતમાનો સંવાદ.

ચેલો પુછે ચેલી તારો કોણ થાશે બેલીરે. ટેક.
જુઠુ મનમાં જાણી, હરી નામ લેને આણી;
માયામાં રહી તુ મેલીરે. ચેલો.
સતગુરૂ સાચો સેવો, તેના ચરણોમાં ચીત દેવો;
ચેલી જ્ઞાન વિના રહી ઘેલીરે. ચેલો.
ભજનમાં સીદ ભુલે, તારી દેહ બધી આ ફુલે;
તુ બાંધ સતની સેલીરે. ચેલો.
ધન કે છે મારૂં. પણ ક્યાં એ છે તારૂં;
માટે ભજન કરીલે વેહેલીરે. ચેલો.
ભજન કર તુ ભારી, તો વખતો આવશે સારી;
તુ બાંધ હરખની હેલીરે. ચેલો.
સંત સમાગમ થાશે, તારાં સર્વ દુઃખો જાશે;

હરી છે ધનની થેલીરે. ચેલા.
હૃદય ચોખ્ખુ તુ રાખે, તારા વીસ્યઆવરણુ દે નાખે;
તુ ભગતીમાં રેહે ખેલીરે. ચેલા.
અલ્લુદાસ ભજન બેલી, સત નામ સમરલે પહેલી;
ગુરૂ થાશે તારા બેલીરે. ચેલા.

## ભજન.

શબ્દના બાંધ્યારે હરી ગુરૂ સંત રહ્યારે જી, ટેક.
રહ્યા રહ્યા આગનાના બાંધે શબ્દ;
ભગતીના ભાવેરે હરી ગુરૂ આવી મળેરે જી,
મળશે મળશે પ્રેમ ભાવથી આંઇ. શબ્દના.
કીડીના સંચેરેરે, વાલા સંતે વાટો પાડીરે જી;
પાડી પાડી આ આરે ને પેલે પાર. શબ્દના.
મોહ માયાને મુકીરે, તંતુ જેવા જન થાઓરે જી,
મુકો મુકો માન ને અપમાન. શબ્દના.
જળના જનાવરરે જળ સાથે મળી રહેરે જી,
તેવી તેવી પ્રીતીથી મળે ભગવાન. શબ્દના.
પ્રીતીથી ભગવાનનુ રે સાચા મનથી સમરણુ કરોરે જી,
કરો કરો મન તનડાની માંઇ. શબ્દના.
દયા અને ધર્મ સત જ્ઞાન સાચુ સમજોરે જી,
સમજો સમજો સારા સંતોની પાસ. શબ્દના.
સતસાહેબના શીષ્યરે અલ્લુદાસ બોલીયારે જી,
હોજો હોજો અમરાપુરમાં વાસ. શબ્દના.

## ધોળ—ફતારામનું.

સાધન જ્ઞાન પ્રકાસનું સાધો, લાલ અમુલક સેજમાં લાધો;
એક હરીનું જયારે નામ આરાધોતો ફાંસી કટે ભવફંદનીરે.
ફાંસી કટયા વિના નવ ટળે ફેરા, કેવો છે ડર ચોરાસી કેરા;
ધણીયાનગરમાં શત્રુને ઘેરાતો સરણું લઇએ સતગુરૂતણુરે.
સતગુરૂ ચરણે અભેપદ પાવો, દેહમાં કોઇનો વળગે ન દાવો;
મીત્ર કરીને જયારે માંય સમાવો પાવો અખંડા નંદરેને.
પંડ બ્રહ્માંડમાં વ્યાપી રહ્યો એક, એક સ્વરૂપને ભાસે અનેક;
અનેકથી એક એકથી અનેક તો વેદ વીવેકી વીચારીએરે.
વેદ વીવેકી વીચારીને બુજો, દેખોતો એ વિના નહી દુજો;
પ્રગટ જાણીને સરવમાંયુ જોતો વાલો નથી તલ વેગળોરે.
પંડ બ્રહ્માંડમાં પોતે પ્રકાશે, એક સ્વરૂપ મેં દીઠુ આકાશે;
દરસી આનંદ થયા ફતોદાસતો નરણે ગુરૂ નીત્યાનંદથીરે.

### ધોળ. ૨

જે કોઇ ભાવેથી ભકતીરે કરશે, અજ્ઞાન મટીને જ્ઞાનજ થશે;
રૂપ ગુરૂનુ તે જન બનશેતો, ભવસાગર તે તરસેરે હેજી.
જેમ ભ્રીંગી કીટકનો સંગ; ચીત લગાવી ચડાવે છે રંગ;
અતરથી તે રાખી ઉમંગતો સાથે લઇ તે ફરસેરે હેજી.
જેમ માતા બચ્ચાપર પ્યાર, રડવાના દે બચાને લગાર;
માતા પીતા સતગુરૂ દાતારતો, સતગુરૂથી કાજ સરશેરે હેજી.
જેમ બપૈયાને મેહ છે વાહાલો, તેવું ધ્યાન સાહેબથી ઝાલો;
જઇ અમરાપુર મોજથી માલોતો આનંદ પામે આતમારે હેજી.
જેંમ તે નારીયો જળ તો ભરે છે, એકાએકી વાતો કરે છે;

પણ સુરતા તેની કુવામાં રહે છે તો સુરતા નહી તેની ફરશેરે હેજી.
જેમ મદારી ખેલ મચાવે, ઘડી ઘડીમાં શુંરે બતાવે;
પછી તે નર કંઇ ના પાવે તો તો સંસાર તે પેરી ઢળશેરે હેજી.
ભજનમાં જે કહ્યું તે કરવુ, ધ્યાન બરાબર ધણીનું ધરવું;
અલુદાસ કહે સતથી તરવુ, કોઇ વીરલા જન કરશેરે હેજી.

## ધોળ. ૩

સચીદાનંદ એક આત્મા શીવ, અજ્ઞાનથી તે બન્યો છે જીવ;
જેમ દુધમાં મહી અને ઘીવ તો આત્મા જીવજાતી એકછેરે હેજી.
ઘરમાં રેહેવા વાળો ઘરના હોઇ, આતમ જીવ તે ન્યારો ના કોઇ;
જુગતી કરીને લેજો જોઇ, અંતર અનુભવ ઓળખોરે હેજી.
જેમ વાઘ બકરાની સાથે, બચપણથી પડીયો ભરવાડના હાથે;
ના જાણે તે પોતાની જાતે, તો ચેતન જીવગતી પેંમીગારે હેજી.
બકરો ને વાઘ નીકળે સઉ ચરાવા, પહાડમાંથી સિંહ નીકળ્યોછે ફરવા;
બકરાં દેખીને તેનો ભક્ષ કરવા તો નાસવા લાગ્યાં તે બકરારે હેજી.
સીંહને બકરા દોડયા તે સરવે, તે દેખીની સીંહને થયો છે ગરવે;
સીંહ થઇને કાંઇ વસ્યો છે ડરવે, તો બુમ પાડીને બોલાવીયારે હેજી.
ઉભા રહોને જાતીના ભાઇ, સીંહ થઇને કેમ નાસો કહાઇ;
કેમ તમે બકરાને સંગ રહાઇતો કારણ કહો કેવુ છેરે હેજી.
સીંહ નથી અમે બકરા છૈએ, એવી મોટી વાતો ના કઇએ;
અમે અમારે પંથે જઇયે તો, આપને શું કામ એહનુરે હેજી.
સીહ મટીને તુ બકરોરે કેહે છે, નાનપણથી તેના સંગમાં રહેછે;
એનું કારણ સીંહ કહે છો તો, સીહ મટીને બકરો થયોરે હેજી.
બળવંત સીહ પરતક્ષ બતાવુ, ખરી ખરી જાત તુનેરે જણવુ;

તારૂ રૂપ તને પરખાવુ તો, બળવા દે બકરાને વાત નરે હેજી.
તલાવ ઉપર પ્રતીબીંબ જોતાં, સીહનુ રૂપ બરાબર મોતાં;
ખરા અજ્ઞાનની વાતો ખોતાં,તો અભીમાન હઠાવી દીધુ એહનુરે હેજી.
સીંહને સીંહ મળ્યાની નીશાની, એક એકનીરે ભ્રાન્તી ભગાણી;
અલુદાસ લ્યો ચેતન જાણીતો આનંદ થયો ગુરૂ આશરેરે હેજી.

ધોળ.

તન મનથી કરો સાધુની સેવા, જ્ઞાન નમ્રતા ને શાન્તી લેવા;
સેવા કરીને મેળવો મેવાતો અમર લોકી થશે આતમારે હેજી.
અમર લોકી આતમા થાશે, ચોરાસીમાં નહી ભટકાશે;
પુરણ અમર લોકની પાસે તો, પુરણ ગતીને પામીયોરે હેજી.
સત સંગ સર્વમાં ઉત્તમ એછે, વેદશાસ્ત્ર પોકારીને કેહે છે;
જ્ઞાનીજંન કોઈ સંત સમજે છે, તો સતસંગ કરશે સંતથારે હેજી.
દેવતા લોક કરે સતસંગ આશા, આવવા માગેછે સંતની પાસા;
કરવા સતસંગને જ્ઞાન પ્રકાશાતો આવવા ઇચ્છેછે આકાશથીરે હેજી.
સતસંગની કેવી છે છાયા, જેમ વ્રક્ષમાં બીજ સમાયા;
એક એકનુ રૂપ જણાયાતો અકલ બુદ્ધી તે આવડેરે હેજી.
તુચ્છ બુદ્ધી સતસંગથી ટળશે, પાપકર્મ તેનાથી બળશે;
આતમા મોક્ષ કરવાનુ મળશે, તો આવે ચોરાસી નહી એહનેરે હેજી
ભાવેથી સતસંગત સેવી, પ્રીતી રાખો જલપુરાના જેવી;
અલ્લુદાસ કહે અંતર એવીતો આનંદ ઉપજે હૈયામાંઇરે હેજી.

ભજન.

અરજી સુણો અમારી મેરે ગુરૂવા, મેર કરોને મોરારી હોજી.
ભગતોના તે કામન કારણુ વેલા આવો જાઉં વારી હોજી.

**એકવાર ભગતોના કામન કારણુ આવી કરો આનંદકારી મેરે**
**ગુરૂના અરજી સુણો.**

રાણાએ જયારે ઝેર મોકલ્યાં, ત્યારે આપી પીધી ઝેર ઝારી હોજી;
સંકટ વખતે ધણી સહાયજ કીધી, મેર કરીરે મોરારી. મેરે ગુરૂ૦
પપા સસાને માટે જલદી આવો, વાટો જીવુ તુહી તારીરે હોજી;
પડછોતો વાલા એકવાર પુરો, ભરૂસો તારો મુને ભારીરે. મેરે ગુરૂ૦
પપા સસા જલદી લાવ્ગો. લાવો સંત સાથે તારીરે હોજી;
એકવાર બાનાના કામને કારણુ, આવી કરોને આનંદકારી. મેરે ગુરૂ૦
સાહેબ મારી અરજ સ્વીકારો, અરજી સ્વીકારો સુખકારી હોજી;
કરજોડી આલુદાસ કેહેછે, ભરૂસો તારો મુને ભારી મેરે ગુરૂ૦

## ભજન.

બ્રમકર નામ ભટકાયા મેરે દાતા, બ્રમકા ભેદ કોઇ પાયારે હોજી;
આરે કાયામાં ભર્મને ઓળખો, બ્રમ શબ્દ સમાયા હોજી.
બ્રમસ્વરૂપને ભીતર ભાળો, બ્રમ સ્વરૂપસેં આયા મેરે દાતા. બ્રમ૦
આરે કાયામાં આતમ ઓળખો, કોણુ રાખે માંય માયારે હોજી;
કોણુ કાયાનો ગઢ ચલાવે, કોણુ ઘરસેં આયા મેરે દાતા. બ્રમ૦
આરે કાયામાં દીપક દોતુ, વાયુ કહાસે વાયારે હોજી.
કોડીઆ ઉનકો કોન તત્વકા, અગની કહાસે આયા મેરે દાતા. બ્રમ૦
આરે કાયામાં અજબ દેખ્યા બીના ભુદકા જાયારે હોજી;
નહી એ ખાતા નહી એ પીતા, અગમ ઘરસેં આયા મેરે દાતા. બ્રમ૦
આરે કાયામાં વાઘને બકરી, બકરીસે વાઘ લડાયા હોજી;
આખર વાઘ હારીને બેઠો, બકરી જાત કરાયા મેરે દાતા. બ્રમ૦
કર જોડી કર કરૂ વિનંતી, ઉપદેશી ગુણુ ગાયા હોજી;
ગુરૂ પ્રતાપ અલ્લુદાસ બોલ્યા, સત ઉપદેશ બતલાયા મેરે દાતા. બ્રમ૦

## ભજન.

સોધો કાયાના સુધારા મેરે દાતા, સોધોરે ભાઇ અમારા હોજી;
જ્ઞાનકી અમ ગાદી બેસી, દીલમાં નહી ડરનારા હોજી;
સતપુરૂષકે આશરેસે, ચોરાસી નવ ફરનારા. મેરે સંતો ભાઇ સોધો૦
કાળ કુતો ભીતર કાપી, આનંદ મન અમારા હોજી;
સત નામકે આશરેસેં, સત લોક જઇ ઠરનારા. મેરે સંતોભાઇ સોધો૦
મોયલાને તો ભીતર મારી, પીછે હમ મરનારા હોજી;
કામ કુત્તાકુ બહાર કાઢી, ભજન સત કરનારા. મેરે સંતોભાઇ સોધો૦
સતસાહેબ એક સત અમારા, કાયાગઢ ઘડનારા હોજી;
એ ધણી મારી બેલડી તારે, પાંણી તેને પડનારા. મેરે દાતા સોધો૦
સબી જ્ઞાન તો સમજી સાચા, પણ આતમજ્ઞાન ઓ આરા હોજી;
આતમજ્ઞાન જો અંતર સોધે તરી જાઓ ભવપારા. મેરે દાતા સોધો૦
પાખંડી જગતમાં પુજે, પણ જોગકા ઘર હએ ન્યારા હોજી;
સાચા જોગી આપણી નજરે ન આવે, જકત નહી ઓળખનારા. મેરે.
કરજોડી કર કરૂ વિનંતી, જ્ઞાન ગુરૂ અમારા હોજી;
ગુરૂ પ્રતાપ અલ્લુદાસ બોલ્યા, સતથી હમ તરનારા. મેરે દાતા સોધો૦

## ભજન

જ્ઞાની ક્યારે તે ગણાય, જ્યારે આતમ જ્ઞાની થાય;
અંતરમાં સાહેબને ઓળખે, સત શબ્દ સોહાય;
સત સબ્દહી સોધે સબ જે, અમરાપુર તે જાય. જ્ઞાની.
આરે કાયામાં દસ દરવાજા, દરવાજે સુરતા ફીરાય;
એ સુરતાથી કાયા સોધે, આતમ રૂપ જણાય. જ્ઞાની.
આરે કાયામાં અષ્ટ કમળ છે, અષ્ટ કમળ ઓળખાય;

અષ્ટ કમળમાં સોધ કરે તો, આતમ રૂપ પરખાય. જ્ઞાની.
આરે કાયામાં મસાણુ લાગે, જે આવે તે હોમાય;
કીચડ પાણી કાઢી નાખે, તત્વરૂપી વસ્તુ રખાય. જ્ઞાની.
આરે કાયામાં શબ્દને ઓળખો, શબ્દ કયાંથી ઉપડાય;
આરે કાયાની સોધ કરે તો, જન્મ મરણુ મટી જાય. જ્ઞાની.
કરજોડી કર કરૂ વિનતી, સત ઉપદેશ બતલાય;
ગુરૂ પ્રતાપ અલુદાસ બોલ્યા, જ્ઞાની જડ મનાય. જ્ઞાની.

## ભજન.

ગેબી વાજુ વાગેરે માંય—ગેબી વાજુ વાગેરે માંય,
એક સુવેને એક જાગેરે. ગેબી.
છત્રીસ રાગ માંયે થાય, માંય જોવા એક નારી જાય;
એને તુહી નામ લગની લાગેરે. ગેબી.
ભલો અંતરમાં દેવ સમજી, કરી લ્યોને સર્વ કોઇ;
ઓળખે અઆગેરે ગેબી.

તારણુ દેવ એક નર ન્યારા, કોઇ જાણે સાહેબકા પ્યારા;
જેને લગની સાહેબથી લાગેરે. ગેબી.
દેવળમાં રૂદ્રદેવ, તમોગુણુ કરે છે સેવ;
કોઇ તમોગુણને તાગેરે. ગેબી.
કુહે અંતરથી અલ્લુદાસ, જ્ઞાન સતતણો પ્રકાશ;
કોઈ સમજી સંત જાગેરે. ગેબી.

## ભજન.

અરે ગુરૂજી અલક પુરૂષ અવીનાશ, પુરણુ મારી પ્રીત છે;
આવો નોધારાંના આધાર, રૂડી આપની રીત છે.
અરે ગુરૂજી સનાતનથી જીવ ફેરા બહુ ફરી;

હવે ચરણુમાં આયો એહ, ઉગારો દયા કરી.
ગુરૂજી દેખવા ફરે આ દાસ, ભારે સામી ભીત છે;
પુરણુ હથીયાર બાંધુ પાંચ, જો કરો ગુરૂજી જીત છે.
ગુરૂજી દુખીઓ આ સંસાર, સુખીઓ કોઇ ના શેઠ છે;
વળી ભારી અગનાનની વેઠ, પાપી સાથે પેટ છે.
ગુરૂજી એવો કરોરે ઉપાય, માગી વસ્તુ મળે;
સાંભળોને સરજનહાર, દલડાંના દુખ ટળે.
ગુરૂજી સીલ સંતોષ વિચાર, અકલ બુદ્ધી આપજો;
કરજોડી કહે અલ્લુદાસ, ચરણુમાં રાખજો.

## ગરબી.

કહાંરે ગયો પેલો મોરલીવાળો અમને રાસ રમાડીરે.
વૃતીઓ વાળો ભાઇઓ વૃતીઓ વાળો જ્ઞાનથી વૃતીઓ વાળોરે;
સત અંતરથી સંતોને સેવો, દેહથી હું શબ્દ ટાળોરે. ભાઇઓ.
મનુષજન્મ ફરી નહી મળશે, નિરણુય કરીને હરી નામોરે. ભાઇ.
મનના વિકાર તમે કાઢીને મુકો, દેહના અભિમાન ટાળોરે. ભા.
ભ્રાંતી આવરણુને નાખો બાળી ભાઇઓ આતમને ભાળોરે. ભા.
અલ્લુદાસ સત ગુરૂજીને મળીયા, ખોલ દીઓ ભર્મનો તાળોરે. ભા.

## ગરબી—રાગ ઉપરનો.

હજુ સમજણુ ના આવીરે, મુરખાને હજુ સમજણુ ના આવીરે;
દોડંમદોડા કરે છે આ દેહથી, અજ્ઞાનમાં રહ્યો અથડાઇરે. મુ.
વિશ્નુ મંદીરમાં રામાયણુ વંચાય ત્યારે તે વખત જાયછે ઉંઘાઇરે. મુ.
પરમારથથી ઉભો રેછે, પાછો તેથી પાપમાં ગયોછે પુરાઇરે. મુ.
ધનના માટે ફરેછે દોડતો, માયામાં રહ્યો તુ મરાઇરે. મુ.
અલ્લુદાસ સતગુરૂજીને સેવો, ભજન કરીલે ભાઇરે. મુ.

## ગરબી—રાગ ઉપરનો.

આવો આવો ભાઇઓ કોઇ ગુરૂ ધરમાં આવોરે;
દયા ધર્મના ઘોડા આ દેહમાં બુદ્ધીથી બેસી જાઓરે. ભાઇ.
સતસંગત વિના કોઈ નહી સંધરે, દ્દઢ રાખી જ્ઞાનપર ધાવોરે. ભા.
અરે ગુરૂ કર્યા વિના જ્ઞાન નહી આવે, પુરૂ ગુરૂ પાસે જ્ઞાન પાવોરે. ભા.
દેવતા લોકોને ગુરૂછે દેહના, કોઇ પંડીતથી પુછાવોરે. ભા.
અલ્લુદાસ સતગુરૂજીની સેવના, લેહે કોઇ ગુરૂચા લગાવોરે. ભા.

## ગરબી—રાગ ઉપરનો.

આયા આયા આયા ભાઇઓ શું કરવા અહીં આયારે,
માલીકે ભજન કરવાને મોકલ્યા, ગુણ નહી ગોવિંદના ગાયારે. ભા.
આવું કરવા તમને મોકલ્યા નથી અહીઆ,
તમે લોભ માયામાં લપટાયારે. ભાઇઓ.
કોલ આપ્યો તો ગર્ભમાં કેવો, પેલા કોલના શબ્દ ભુલાયારે. ભાઇ.
સાર્થક થયું નહીં આ શરીરનું, માટે મુડીમાંના મુલગા ગમાયારે. ભા.
સત સંગત કોઈ કરી નહી સંતની, તેથી ભુંડાઇમાં તમે ભરમાયારે.
અલ્લુદાસ સત ઓળખો આતમ, સતગુરૂ શબ્દ સુણાયારે. ભા.

## ગરબી.

### બોલમાં બોલમાં બોલમાંરે રાધા કૃશ્ન વિના બીજું બોલમાં—એ રાગ.

ચાલજો ચાલજો ચાલજોરે ભાઇઓ આપણે ભજનમાં ચાલજો,
સત સંગત જ્યાં થતો હોય સંતનો, મનને સ્થીર કરીને માલજોરે. ભા.
સંત મહાત્માના મુખાંવિંદના શબ્દ, ઝીલાય એટલા ઝાલજોરે. ભા.
જગદીશ્વરને બરાબર જાણી, સતના શબ્દ સંભાળજોરે. ભા.

ચડને પકડી સ્થીર થઇને, વૃતીઓ તમારી વાળજોરે. ભા.
પંથાપંથીના મુકી દેઇ પુછડાં, બધા કુડ કપટને બાળજોરે. ભા.
અલ્લુદાસ બોધ ઉત્તમ આપે, પ્રેમ કરી શબ્દ તમે પાળજોરે. ભા.

## ગરબી—રાગ ઉપરનો.

સમજ સમજ નર શેઠીયારે, તુતો સમજ સમજ નર શેઠીયા;
સતનામ તુ સમજે શેનો, વળગ્યો તુ માયાના વેઠીયારે. તુતો.
મસ માયામાં ફરેછે મસ્તાનો, પુરણુ ભરાછે પેટીયારે. તુતો.
આખા સંસારનું ધન લીધુ હરવા, મુકયા નોકરને નેઠીયારે. તુતો.
શેઠપણું તુ મુકી દે શરીરથી, બનીજા ગુરૂના બેઠીઆરે. તુતો.
અલ્લુદાસ સત સમજણુ આપે, કોઇ સંઘાત કરીલે હેઠીઆરે. તુતો.

## ગરબી—રાગ ઉપરનો.

વાળને વાળને વાળનેરે, તારા માંહ્યલા ચોરને વાળને;
કામ ક્રોધ શોક લોભ મોહ તારા કુતરા,
તારી તુચ્છ બુદ્ધીને ટાળનેરે. તારા.
તીલક તલવાર બાનુ કર બરસી, તારા જ્ઞાનની ગોળીઓ ગાળનેરે.તા.
દુશ્મન ઉભાછે સામા આ દેહમાં, ઉભાછે સામા ભાળનેરે. તારા.
ચેતી ન ચાલે એ દુષ્ટ ચોરથી, ખેચી જાશે એના ખાળનેરે. તારા.
અલ્લુદાસ એ ચોરથી અળગા, તારૂ શરીર ચોરથી સંભાળનેરે. તારા.

## ગરબી—રાગ ઉપરનો.

ભસીયા ભસીયા ભસીયારે, તુતો અજ્ઞાનના શબ્દ ભસીયા;
બહુ ઉચાર અજ્ઞાનના આવે, તારા હ્રદયમાં તે વસીયારે. તુતો.
ભગત ભજન જ્યાં કરતા હોય ભગવાનનું,
તુતો હાહા કરીને હસીયારે. તુતો.

બધા કલીયુગના બોલ તુ બોલતો, તુતો રૂપ રાગના છે રસીયારે. તુ.
બધા જ્ઞાનના હથીયાર બાંધી, કમર આવરણથી કસીયારે. તુતો.

## કુંડલીઓ.

### સાહેબ સર્વ જગો છે તે વીષે.

સબ જગો સંસાર હએ, સબ હએ આતમ રૂપ;
જ્ઞાની ધ્યાની પંડીતા, સબ સાહેબકા સ્વરૂપ.
સબ સાહેબકા સ્વરૂપ, મનસે જાણે બુજે;
એક જાણે સબ આપ, પીંડ બ્રહ્માંડહી સુજે.
કહેસો અલ્લુદાસ, જલ થલ સાહબ કુપ,
સમરણુ કર સત નામ, સાહેબ હએ આતમસરૂપ.

### કુંડલીઓ—મુરખને મદ વિશે.

ગોથાં ખાય ગમાર, મુરખો માયા ભાળી;
પેહેરે આભુષણ અંગ, મુખડું દર્પણ ન્યાળી.
મુખડું દર્પણ ન્યાળો, પાછો મુછો મચડે;
અજ્ઞાનમાં બન્યો અંધ, ભુંડાશનો સારજ ભચડે.
કહેસો અલ્લુદાસ, મુરખને હી મન પાળી;
અકલ બીન બન્યો અંધ, મુરખો માયા ભાળી.

### કુંડલીઓ–મન કેવું તે.

કૌવા જેસા મન બસે, ઉડત ફીરત આકાશા;
સમજાવું સમજે નહી, ફીરત વીષયમેં વાસા.
ફીરત વીષયમેં વાસા, જૈસા પતંગ ફીરતા;
આવે નહી એ હાથ, નહીં કછુ કાળશે ડરતા.
કહેસો અલ્લુદાસ, રખો જ્ઞાનમેં વાસા;
મન સમજાવ દીલમાંય, ઉડત મત ફીર આકાશા.

## કુંડલીઓ.

સત દેશી સત લોકકે, ઇસ દેશકે નાંય;
ઇસ દેશમેં આ રહે, શરીર સંતકી માંય.
શરીર સંતકી માંય, સાહેબ ભજે સદાઇ;
ગુણુ સાહેબકે ગાય, ભજન કરે હમ ભાઇ;
કહેસો અલ્લુદાસ, માલીક હુએ મનમાંય,
સત દેશી સત લોકકે, ઇસ દેસકે નાંય.

## કુંડલીઓ.

ઇસ જક્તાકે બીચમેં, માનુષ્ય નાહી કોય;
આચરણુ હોય માનુશકે, સોતો માનુસ હો
સોતો માનુસ હોય, જ્ઞાનદ્રષ્ટીસે ગોતે;
દયા રખે દીલમાંય, નિદ્રા આવે નહી સોતે
કહે સો અલ્લુદાસ, જક્તમાં આપે જોઈ;
ખરા બન્યા સબ ખર, માનુસ નાહી કોઇ.

## ધોળ.

ભગત મારા ભાવે ભજો ભગવાનરે,
સત અંતરથીં કેવળ મેળવો જ્ઞાનરે; ભગત—ટેક.
પાંચ તત્વનો દેહ બન્યો છે એ પ્યારોરે,
એ સર્વથી ચેતન રહ્યો છે ન્યારોરે. ભગત મારા•
નવસોહંગથી દસમા સોહંગ દ્વારરે,
મોક્ષ આતમ થતાં ન લાગે વારરે ભગત મારા•
દસ કાળથી ન્યારો રહીને ખેલેરે,
તેની સતગુરૂ આવીને પડસે બેલેરે. ભગત મારા•

ખટ ચક્રના શ્વાસોશ્વાસને જાણોરે,
આતમ સ્થુલમાં ક્યાંછે તે પેછાણોરે. ભગત મારા૦
શ્વાસહુ શ્વાસ ક્યાંથી ઉઠે ક્યાં જાયરે;
તે શ્વાસાઓ કોણ ઘરમાં સમાયરે. ભગત મારા૦
બત્રીસ લક્ષણ શરીરમાં બળવંતારે,
જાણે કોઈ સંત જ્ઞાની ગુણવંતારે. ભગત મારા૦
પાંચ શરીરથી છઠુ જાણ્યા શરીરરે,
અલ્લુદાસ સત કહેરે કબીરરે. ભગત મારા૦

## ધોળ.

મુરખા મનને શું મનાવું, આવે પ્રતીત નહી એને જોને;
શબ્દ રૂડા સંત સમજાવે, કેરા સંતો કેને જોને.
અજ્ઞાનમાં તુ અંધ બનીને, બકવા બધો બોલે જોને;
સાર શબ્દની વાત ન સમજે, કર ન તનથી તોલ જોને.
વેદ શાસ્ત્રના સાથે વચનો, ઉત્તમ સંત્તો આપે જોને;
આનનાસ્તો શબ્દ ગણાવી, કર્મ પાપો કાપે જોને.
સંતોના તે આવા શબ્દે, અજુ સમજણ ન આવે જોને;
મુઢ જેવો બન્યો તુ માનુ, સંત તને સમજાવે જોને.
મન તન ધનથી જ્ઞાન કરીને, રૂદીયા સાહેબ રાખ જોને;
અલ્લુદાસ ગુરૂજી સત મન મલીયા, પ્રેમરસ માંયલો ચાખ જોને.

## રેખતા—અલ્લુદાસના.

સમજકર સમજકર સત નામકી, સત નામકુ રટતે રેના;
તન મન ધન ગુરૂકુ અર્પણકર, કુબુદ્ધી કાળશે દુર વહેના.
કાળ દંડા શીરપર દે રહાહે, ઇસમે સત નામસે લાભ લેના;
કહે અલ્લુદાસ સત નામસે તરના, શ્વાસહુ શ્વાસ સત નામ કેહેના.

## રેખતા

ધ્યાન કર ધ્યાન કર જ્ઞાનકા ધ્યાન કર,
સમજ પકડ મનસાયાજી એક દેહ પાયા;
કછુ હાથ ન આયા, એક મનસે છોડ તુ માયાજી.
નહી સમરણ કરતાં, નહી કાલશે ડરતા;
શીર વાયુ કાળકા વાયાજી.
કહે અલ્લુદાસ સત પુરૂષ સંભારો તો સત શબ્દ ગુણ ગાયાજી.

## રેખતા.

કોઇ સત બોલો કોઇ સત બોલો, સત સત કેનેસે પાપ દુર રેહેવે;
સત સત કેનેસે અજ્ઞાન હડતહૈ, સત સતકે નામસે સંત સેવે.
સત સત કેને પ્રકાશ હોવતહે, સત સતસે દયા ધર્મ દેવે;
કહે અલ્લુદાસ સત સત બોલો, મોક્ષ મારગ સત સત મેવે.

## રેખતા

સંત જગતમે પોકાર કરે, મુરખા જગતનાહી માન તાજા;
આપકી આપકુ બાતકુ ખેંચતા, અપના મતહી તાન તાજા.
જલતા દવસે આપ નીકાલે તોય નહી હોતા સાન તાજા;
કહે અલ્લુદાસ જીસકુ લગીહએ લાત, જીસકુ લગીહએ ઓતો જાનતાજા.

## રેખતા.

મન પકડ નર મન પકડ નર મન પકડે બીન મોક્ષ નાહી,
જ્યાં સુધી મન તેરા ફીરત ચકરપર ત્યાં સુધી તેરી ભ્રાંતી ભાઈ.
જ્યાં સુધી મનકુ સ્થીર નાહી, તો તીર્થ વ્રત ભટકતા જાય,
કહે અલ્લુદાસ જીસકો પીછાન આતમ ઉસ બીન કછુ નાહી.

## રેખતા.

યાદ કર યાદ કર ગુરૂકુ યાદ કર સમજ પકડ મન સાંત કાજી,
ગુરૂકે ઘરમેહી જ્ઞાન અપારહે નહી કછુ માન અપમાનકાજી.
નહી કછુ જાત બરનકા કામ હએ નહી કછુ બડા ન નાન કાજી,
કહે અલ્લુદાસ જીરકો ગુરૂહએ પાસ નહી ચહીએ માન કે પાનકાજી.

## રેખતા.

બીચારકર બીચારકર મનમેં બીચાર કર કાલ શીરપર તેરે આયગાજી,
આયગા તેરેકો પકડ જાય પ્રાણી ખુબ ભુનકર તેરેકો ખાયગાજી.
ઠીક બીચારકર કાલ ઠાકોરકા જમ પકડકે જાયગાજી,
કહે અલ્લુદાસ સમરણ કર સાહેબ તો આખર સાહેબ બચાયગાજી.

## રેખતા.

ગુરૂકર ગુરૂકર અજ્ઞાની ગુરૂકર બોનહી નીદમેં સોતાહૈ,
ગુરૂકી બાત સમજતા નહી મુરખ ખરા અવતાર તુ ખોતાહૈ.
બોતહી દીનસે ભુલ્યાહૈ માનુષ પીછે સીર પટકર રોતાહૈ,
કહે અલ્લુદાસ સમરણ કર સાહેબ કોઇ ગુરૂજ્ઞાનપર મોહોતાહૈ.

## ભજન-રાલબાણ વાગ્યાં હોય તે જાણે-એ રાગ.

માયા જુઠી તું માણેરે મુરખા માયા જુઠી તું માણે
તું જગદીસ નવ જાણેરે. મુરખા. ટેક.
લોભ લાલચમાં રહ્યો લલચાઇ અંતર વાત ન આણે,
કાયા રહેવાની નથી અમર કોઇની તમો ગુણ શા માટે તાણેરે. મુ.
હરી સમરણ તને આવે નહી આમાં નીત દહાડા થાય નાણે,
બંગલા બારીઓ બેસ બનાયા ઉંચા કરેરે એ લાણેરે. મુ.
હીંચોળા ખાટપર રોજ તું હીંચે છે અમલા તણા ઉઠાણે,
સંસારમાં તું લેછે સાબાસી, વાહ વાહ કરીને વખાણેરે. મુ.

બત્રીસ ભાતની રસોઇ બનાઇ, ભોજન જમે છે તુ ભાણે,
કહે અલ્લુદાસ સંતો ખોજ કરીને પુરણુ આગયા કસાણેરે. મુ.

### ભજન—રાગ ઉપરનો.

મતી તારી ગઇ મારીરે મુરખા મતી તારી ગઇ મારી,
તેં વાત ન જોઇ વિચારીરે. મુરખા. ટેક.
ગર્થ ભેગો કરી રાખ્યો છે ઘરમાં સંપત મેળવી છે સારી,
ઇશ્વર ભજ્યા વિના શી રીતે ઉગરશો હીમત બેસસો હારી. મુ.
રોજ વીષયમાં વળગી રહ્યો છે પુરણુ જોવતી છે ત્હારી,
સંત સમાગમ કરીને સોધો, તો કરશો સદા સુખકારીરે. મુ.
કુડ કપટને દુર કરીને, વતીઓ રાખને વારી,
દુર આતમા થશે આ દેહથી તે વખત સાથ ન તારીરે. મુ.
શાણા પુરૂષ તમે સમજીને લેજો ભય મોતનો છે ભારી,
કહે અલ્લુદાસ સત નામને સંભારો બીજી તરવાની નથી બારીરે. મુ

### ગરબી-ભજન-ઉપરનો રાગ.

લેને ભગતીનો લાવરે જીવડા લેને ભગતીનો લાવ,
દયા રાખીને ખેલને દાવરે. જીવડા. ટેક.
વીષય વતીને રાખો વારી, સત રાખી મન સમજાવ,
આ અવતાર મહા ઉત્તમ આયો તેમાં ગુણુ હરીના તુ ગાવરે. જી.
હર વખત તું સમર હરને રાખ ભગતીપર ભાવ,
અંતર ચોખુ કરીલે ઉરમાં આ અવતાર ન આવેરે જીવડા,
કુસંગને તું દુર કરીને લેહે તું ધણીથી લગાવ.
બેશુધ થઇને પડયો છે બાયલા સતથી મન સમજાવરે, જીવડા.
ભયભીતમાં તું રહ્યો છે ભરાઇ પુરણુ જ્ઞાનસું પાવ,
સમજણુ નથી તને આ શરીરની માટે ખરા સ્વાદક કરી ખાવરે. જીવડા.

મનને તારા સમજાવવા માટે બોધ સંત બનાવ,
કહે અલ્લુદાસ સંતો કર જોડીને ધરમ દયાપર ધાવરે. જીવડા.

ભજન—રાગ ઉપરનો.

રે આતમા કેવી રીતેરે જણાય જ્યારે જ્ઞાન બરાબર થાય, રે આત્મા.
હે પુરક કુંભક ને રેચક જાણો સુનમાં શ્રી સાઠે રાય,
ખટ ચક્રને છેદીને જાય ત્યારે આતમા રૂપ પરખાયરે. રે.
દ્વાદસ માત્રા પુરન દરસે સુનમાં લય સમાય,
ત્રીકુટીમાં ધ્યાન લગાવે ત્યારે રંગપર રંગ દેખાયરે. રે.
પુરકમાં જુઓ ઓહંગ ચલાઇ કુંભકમાં બંધ કરાય,
કુંભક ધરમાં શરીર ન મમજે રેચક સોહંગ ચલાયરે. રે.
એ આતમાનુ રૂપ નહી દરશે તેજમાં તેજ મીલાય,
એ તેજના દર્શન કરીલે આગળ શેરી ન જવાયરે. રે.
સતગુરૂ મીલે ત્યારે જ્ઞાન બતાવે આગળ તે લઇ જાય,
અલ્લુદાસ સતગુરૂ પ્રતાપે ધ્યાનનો લક્ષ બતાયરે. રે.

ભજન.

આતો ઉત્તમ આયો અવતારરે તેમાં ભજીએ મુખ કીરતારરે,
સુરતા રાખો સ્વામશું. એ ટેક.
પારસમણીના સંગથી લોઢુ સરસ કંચન બની જાય,
તેમ નુગરાને જો ગુરૂ મળે તે તો તરતજ જ્ઞાની થાયરે. સુ.
કઠીણુ લોઢુ છે કામુરે લવારી તેતો તપાય,
ભાત્તી અગની ભેગાં મળે પેલુ લોઢુ પાણી બની જાયરે. સુ.
અંતર કઠીન અજ્ઞાન છેરે લવારી ગુરૂરે ગણાય.
ભાતી અગની જ્ઞાન છે નીરમલ અંતર કરાયરે. સુ.
પુરાજને જળની પ્રીત છે પુરો જળની સાથે રહાય,
બહાર નીકળે જો બાપડા તેનો તરત જીવલડો જાયરે. સુ.

પુરાના જેવી પ્રીત કરોરે ધ્યાન ધણીથી લગાય,
દાસ અલ્લુ એમ દાખવે પ્રીતીથી પ્રભુને મળાયરે. ધુ.

## થાળ—ભજન.

સાહેબ ધણી આવો તારા સંતાને બોલાવો,
પ્રસાદ પ્રેમથી પાવોરે. સાહેબ ધણી.
ભાત કર્યો છે ભારી સીરો રોટલી છે સારી,
તૃષા મુજને છે તારીરે. સાહેબ.
સુખડુ માંય છે સારૂ પાવન કરો આંગણુ મારૂ,
દર્શન પામુ હું તમારૂરે. સાહેબ.
જામફળ દાડમ જેવાં માંહ્ય કેળાં મુકયાં કેવારે,
માંહ્ય મુકયાં મગદળ મેવારે. સાહેબ.
માંહ્ય ધુપ ધુંવાડા ધારી તમો લજ્જા રાખો મારી;
સત નામની શોભા સારીરે. સાહેબ.
ગુરૂ તમે મારા છો જ્ઞાની તારી કુદરત નથી છાની,
તમે રાખો સતની બાનીરે. સાહેબ.
તેત્રીસ શાક માંહ્ય તૈયાર જમવા આવો થાય છે વાર,
તમ દેખી આવે પ્યારરે. સાહેબ.
બત્રીસ ભોજન છે નીર વહાલા આવોને વીર,
ખવરાવુ તમને ખીરરે. સાહેબ.
સેજ બીછાવુ સારી આપુ હું પાન સોપારી,
અલ્લુદાસ ભરૂસો ભારીરે. સાહેબ.

## ભજન.

હરીજન મારા હોરો રે, સંતો તમે સાંનમારેજી;
તેથી તારૂ દેહનુ થાશે કલ્યાણ. હરીજન.

હરીજન મારા સંત હીરા તણી હાટડીરેજી,
ઝવેરી છે ગુરૂ દીનદયાળ. હરીજન.
હરીજન મારા દરીયાતણી લેહેર છેરેજી,
ગુરૂ મારા દરીયાતણા ઝાઝ. હરીજન.
હરીજન મારા ભજન થતાં હોય ત્યાં જઇ મળોરેજી.
ટાળો તમે દેહતણો અભીમાન. હરીજન.
હરીજન તમે સંસારનારે મેમાન છોરેજી,
તેથી તમે ઘટડામા મેળવો ગ્નાન. હરીજન.
હરીજનમાં એક ગુણવંત ગ્નાની સંત છેરેજી,
સંતો થકી ઉતરવા ભવપાર. હરીજન.
ગુરૂ પ્રતાપેરે અલ્લુદાસ બોલીયારેજી,
હોજો હોજો સત લોકમેં વાસ. હરીજન

## ભજન.

માથે કાળ ઝપાટા કરે, સાહેબનુ સમરણ કરી લે અરે.
સમરણ કર તુ સત સાહેબનું, ભવ સાગર તુ તરે;
સમરણ કરતાં સમજે નહી તો, લક્ષ ચોરાસી ફરે. સાહે.
સમરણ કરતાં સુખ ન આવે, હયડે મનના હરે;
કામ ક્રોધ શોક લોભ મોહ ને, મદ માયા પરહરે. સાહે.
કાળ તો કોઇને નવ મુકે, નહી ગામ કે રણે;
પોલાદની કોઠીમા પેસે, પણ આખર છોડીને મરે. સાહે.
સાહેબનું જે સમરણ કરે, તે ધનં માલ છે ખરે;
ધન માલ સાહેબને ધારી, વહાલા નામથી વરે. સાહે.
કાળ તો ભાઇ કેવો આવે જેમ, ચાર જનાવર ચરે;
ખરા નીરનુ માછલડુ જેમ, મીઠા નીરમા મરે. સાહે.

કાળની હકીકત કેવી, પીપળ પાનજ ગરે;
અલ્લુદાસ સત ગુરૂ પ્રતાપે, સત નામસે તરે. સાહે.

## ભજન.

પાકુ હું પોકારરે દાને દર્સનીયાં, દાને દરસનીયાં. દાને.
અનેક ભગતોનાં કામ આદર્યે જે દી, પુરણ કર્યા ત્યાં પોતેરે હોજી;
સંકટ વખતે ઘણી સાહ્યજ કીધી, જળહળ દર્શન દીધુ જોતેરે. દાને.
મીરાંબાઇનાં ઝેર પીવાને માટે, વેહેલા આવ્યાતા જાઉ વારી હોજી;
ધનાભગતની ખેતી સુધારી, મેહેર કરીતી મોરારી રે. દાને.
નરસીંહમેહેતાએ જે દી તપ આદર્યારેત્યારે,સાતેદીવસેભુખભાગીરેહોજી;
આઠમે દીવસે દર્શન દીધું, જાહેર આવી મળ્યા જાગીરે. દાને.
નામદેવની છાપરી છાયા પછી, ભાવી વીદુર ઘેર ભાજીરે હોજી;
એઠાં સવરીનાં બોર ખાધાં, હૃદયમાં થયા તમે રાજીરે. દાને.
પીપા ભગતને દુખ પડીયાં, સીતા નારી હતાં સાથેરે હોજી;
પઠાણે આવી જે દી સીતા પડાયાં, હરી છોડાયાં તમે હાથેરે. દાને.
સુરદાસ ઉપર સાહ્યજ કીધી, અંતરીક્ષથી દુધ ભાત આપીયુંરે હોજી;
આંખો ફોડીને બન્યા આંધળા, કાસી આવી દુખ કાપ્યુંરે. દાને.
તુલસીદાસનો માલ રાખવા, પોલીસ થઇ ભર્યો પેરોરે હોજી;
ચોર આવી ગયા ચાલતા, કામ કર્યા ભગતો કેરારે. દાને.
રોહીદાસ ઉપર બ્રાહ્મણ રૂઠયા જે દી,ખોળામાં આવી બેઠા ખાસારે હોજી;
ભરી સભામાં બ્રાહ્મણ પાડયા ભડીયાંણા, કીયા રોહીદાસ ઘેર વાસારે. દા.
બહુ બહુ વાતો શું હું બતાવું, કંઇ કંઇ કર્યા તમે કામરે હોજી;
અનેક ભગતોને આપે ઉગાર્યા, શુંરે બતાવું મારા સ્વામરે. દાને.
આ વખતે વહાલા જલદી આવો, પુરણ કામ મમ પાસેરે હોજી;

કીરતાર આવી મારૂં કામજ કરજો, દેખી કેહેછે તારો દાસરે દીને.
આ વખતે વહાલા ન આવો તો, લોકમાં જાસે તારી લાજરે હોજી.
સતદાસ અલ્લુદાસ કેહેછે, કરોને દાસનું કાજરે. દીને.

## ભજન.

ચાલો સંતો સાહેબ ગુણ ગાઇએરે,
સંતો ચરણ જઈ સીસ નમાઇએરે ચાલો. ટેક.
આરે માયા જોઇ તે ફસાણા માટે, સતશબ્દ સોહાવીએરે. ચાલો.
દેહ અંતરના મેલ કાઢી, નીરમલ શુદ્ધબુદ્ધી કરાવીએરે. ચાલો.
સંત ચરણમાં ઝીણા થઇને, મહા પ્રસાદ આપણ પાઇએરે. ચાલો.
ગુણ તો પ્યારા સાહેબના ગાઇને, સંત ચરણ સીસ નમાઇએરે. ચાલો.
કાયા આતમનું કલ્યાણ કરવા, ગુરૂ દ્વાર આપણ જાઇએરે. ચાલો.
પુરન નરતન દેહ પાઇને, કરો કાંઈ ગુરૂ નામ કમાઇએરે. ચાલો.
સંત હરીજન ભેગા થઇને, સાહેબ શબ્દ મુખ લાઇએરે. ચાલો.
હરી ગુરૂના સતસંગ સાચો, શબ્દ લઈ ધટમાં સમાઇએરે. ચાલો.
દયા કરી સંત દર્શન દેશે તો, આનંદ કરી ઘેર આવીએએરે. ચાલો.
ગુરૂ ચરણથી અલ્લુદાસ કેહેછે, સંતોના દાસ કહાઇએરે. ચાલો.

## ભજન.

ઠરીને સોધો ઠામ, હરીજનો ઠરીને સોધો ઠામ;
ભજો સાહેબ નામ. હરીજનો ઠરીને સોધો ઠામ—ટેક.
આરે સંસારમાં ભગતી સાચી, નીરખો હરી ભગવાન. હરી.
માયા કાયા કેવળ ખોટી, સાચા સમરો સ્વામ. હરી.
ફોગટ અજ્ઞાનમાં ફરેછે ફુલી, દેખ્યુ નહી દેહ ધામ. હરી.
સંત સાધુની સેવા સાચી, તેથી થાય કાયાનું કામ. હરી.

પુરૂષાર્થ કરવું પંડથી, તનથી સમજો તમામ. હરી.
મેહેલ ઝરૂખાને મોટાં મંદીર, બાંધ્યા રહે ધરને ધામ. હરી.
અલ્લુદાસ સંત આનંદ આપે, ભગતી છે જેમ મીઠું જાંમ. હરી.

## ભજન.

આવ્યો છે મનુષ્ય અવતારરે,
સાહેબજી અમને આવ્યો મનુષ્ય અવતારજી;
ભજન થકી તરી જાઓ ભવપારરે. સાહે. એ ટેક.
આરે અવતારમાં ભગતી ન થાશે તો, જાશે નર્કના દ્વારરે. સાહે.
ભમણા આવરણ નાંખો ભાગી, આનંદ કરો નામથી અપારરે. સા.
જ્ઞાન વગર તું ગોથાં મારેછે, ચક્ષુ ફુટયાં છે તારાં ચારરે. સાહે.
આરે અવતાર મહા દુર્લભ મોટો, રાખો ધણીથી તારરે. સાહે.
પસુ પંખીના આરે અવતારમાં, ભજન થાય તે વારરે. સાહે.
હરીનું નામ તમે હેતથી સમરો, તેથી સમજાશે સર્વ સારરે. સાહે.
આ અવતારને ઉત્તમ માની, રટો શ્રી કીરતારરે. સાહે.
વીષય આવરણમાં વળગી રેહેશો, તો ખાશો તમે જમનો મારરે. સાહે.
ગુરૂ પ્રતાપે અલ્લુદાસ બોલ્યા, ભજન થકી ઊતરૂ પારરે. સાહે.

## ઘોળ—પદ સંગ્રહ.

સંતો જ્ઞાની શાંન્તી રાખો સદાયરે,
સત સંગતથી કુબુદ્ધી નાશી જાયરે. સંતો.
આપ્યો તમને મનુષ્યાજન્મ અવતારરે,
ભજન સંગથી તરવાનુ ભવપારરે. સંતો.
માનુસ જન્મ વારંમવાર ન મળશેરે,
પ્રેમ ભગતીથી આવરણ વીષય ટળશેરે. સંતો.
આ અવસરથી મળશે ભગતીનો મેંમાયરે,

જોતા જોતા આયુષ્ય ચાલ્યુ જાયરે. સંતો.
બાળપણામાં આતમશુદ્ધી ન આવીરે,
ખેલ રમતમાં વરસ દીધાં ગમાવીરે. સંતો.
જવાનપણામાં જુગતી હરીની ના જોઇરે,
મોહ માયા ધનમાં રહ્યો તુ માહીરે. સંતો.
આયો હવે વ્રથા અવસ્થાનો આરોરે,
સમજ્યા વિના એળે ગયો જનમારોરે. સંતો.
ભાઈ મારા ભાવે ભજો ભગવાનરે,
અલ્લુદાસ સત્ય બતાવે જ્ઞાનરે. સંતો.

## ભજન.

નામ છે નીરધાર ભાઇઓ, નામ છે નીરધાર,
આપણુ ભજીએ વારંમવાર. ભાઇઓ. ટેક.
નામ જેણે નરખીયું, તે ઉતરીયા ભવપાર. ભાઇઓ.
નામથી નારદ તરીયા, સનકાદીક કુમારજી;
નામથી ગોપીચંદણ પીપા સીતા નાર. ભાઇઓ.
સત નામ જેને સમરીયું, તેમાં રહ્યો સર્વ સાર ભાઇઓ;
નામ કારણુ હરીશ્ચંદ્ર, સાથે સુલોચના નાર. ભાઇઓ.
નામ કારણુ ભક્ત વિભીક્ષણુ, દુખ વેઠયુ અપારજી;
નામ કારણુ અખો ધનો, મીરાં ને રોહીદાસ. ભાઇઓ.
નામની ટેક રાખવા ધર્યો, નરસી રૂપ અવતારજી;
પ્રલ્હાદની પત રાખવા આયા, વહાલો તે કીરતાર. ભાઇઓ.
નામની પત રાખવા ધર્યો, જાદવ કુળ અવતારજી;
અલ્લુદાસ નામ આશરે, સાહેબ નામ સૌ સાર. ભાઇઓ.

## ભજન—ગજલ.

છોડદે નાહક છેલાઇ, અભિમાન છોડ દે ભાઇ;
દોજકસે તુજકો છોડાયા, અબતુ દુનીયામે આયા.
આયકે ક્યા તુને કીયા, નામ એક સત ના લીઆ;
ફસા તુ માયાકી ફસી, ગાયા નહી અકળ અવિનાસી.
માયા તેરી કામ ન આવે, છોડકે એકલા જાવે;
સંગ તેરે પ્યારા નહી પ્યારી, દેહ તેરી દેઇગે ડારી.
આવે નહી ઘોડા ઓર ગાડી, આવે નહી કહુકી જોડી;
નીકાલે વાલકી વીંટી, રહેંગે ચાર દીન પીટી.
નીકલ ગયા દંમ નહી નામા, ફીર તેરા હોવે નહી કામા.
પોચાને સબ સગે આવે, રોઇકે પીછે વલ જાવે;
રોઇકર ખાના કર ખાવે, ફીર તુ યાદ નહી આવે.
કરો કુછઇ બાબત ભાઇ, રહોગે સુખ વહાં જાઇ;
ઇબાબત કરી લ્યો યારો, અલ્લુદાસ સમર જગ પ્યારો.

### ગજલ.

મુરખ તું સમજ મન મેરા, ખુદા બીન કોઇ નહીં તેરા;
ભટકતા કયું અરે જેરી, કામ તેરે સીરપર વેરી.
એસા તું કાલહી ખાવે, ખુદા બીન કોન છોડાવે;
દેવી ઓર દેવકી પુજા, જાનુ નહી એક બીના દુજા.
ખુદાના નેકહા હએ તુજકો, સમરજા સંસારમે મુજકો;
ઉસેકો ભુલ તુ જાતા, ચોરાસી જાકે પસ્તાતા.
અરે દીલ દામમે દોડે, ખુદાસે તાર ના જોડે;
ખુદાસે જાયગા મારા, સમજ એ ઉત્તમ અવતારા.
અરે નર કર કુચ મુઠી, પડે નહી નર્કકી કુંડી;
કીયા હએ દેહહી કચા, ઉસીમેં આતમા દમ સચા.

ઉસીસે માલીક પીછાણો, સમજ કર ખુદાકો જાણો;
ઇબાબત કરો કરાવો, મોરાદા દીલકી તુમ પાવો.
મહુમદ સતહી માનો, ઇબાબત કરકે પેંછાનો;
બેડા બુડતા તારે, સમજો સત મહુમદ પ્યારે.
મોમીન દીલ કર તેરા, મીલેગા જીનતમેં ડેરા;
આખર કામ એો આવે, ઇબાબત આખર છોડાવે;
મહુમદ પીર હુએ મેરા, આસક નામકા તેરા.
કરદી નામ બાદસાઇ, ફીરે દુનીયાંમેં દુવાઇ;
ગુલામ એક આસક ગાવે, અલ્લુ એક આપકો ચહાવે.

## ભજન.

અદભુત ખેલ અપાર, ગુરૂકા અદભુત ખેલ અપાર;
પામે વીરલા પાર. ગુરૂકા. ટેક.
ગુરૂ મીલે જબ પુરા જ્ઞાની, દરસાવે દેદાર;
સીસ બને જબ સીરકે સાટે, સમજે ગુરૂકા સાર. ગુરૂકા.
રોજ ગુરૂસે પ્રીતહી રખના, સમજ સતસંગ સાર;
ગુરૂકા બચન સતહી હરના, શબ્દના લે ગમાર. ગુરૂકા.
પાપકર્મ ગુરૂ ચરણુમેં જાતે, તરત હોત નીસતાર;
સતગુરૂકી સેવન કરતાં, ખુલ જાય જ્ઞાન દ્વાર. ગુરૂકા.
ગુરૂ ચરણુમેં મોક્ષ ગતી હુએ, ગુરૂકા બડા આધાર;
દામોદરદાસના સીસ્ય કેહે, અલ્લુદાસ આવાર. ગુરૂકા.

## ભજન.

ચોરાસી જનમમાં કછુ ન હોવે, આયા મનુષ્યકા વારા હોજી;
આયો જનમ તેરો બીગાડ ન દેના, એમાં તુહી તન ભજતારા સંતો.
આયો જનમ તેરો ફીર ન આવે, રટો રટો રણુંહારા હોજી;

નાદ ભુદકી કાયા બની તેમાં, તુંહી મુખ ભજતારા હોજી;
તુંહી મુખ જો સત તન જાણે, ઉતર જાય ભવપારા. મેરે.
આરે કાયામાં સાત સમુદ્ર, તેમાં બે મીઠા ને પાંચ ખારા હોજી;
આરે કાયામાં સવા હાથ કુવા, ત્રીકુટી મેંલમાંય ન્યારા. મેરે.
ખરો એકતારો કાયામાંય ખખડે, મંજીરા વાગે અનજારા હોજી;
આરે કાયામાં અનગડ દેવ હુએ, માંય સીધુ માંય આરા. મેરે.
આરે કાયામાં સત્વ દેવ હુએ, હુએ માંય તારણુહારા હોજી;
ગુરૂ પ્રતાપ અલ્લુદાસ કેછે, મરજીવા કોઇ જાણુનારા. મેરે.

## ભજન.

સાહેબ તમે સમર્યા કરો, તમકો રોક સકે નહી કોઈ. સાહે.
પુજા પાત્રીકા નહી કામ હુએ, નહી ચહીએ માલા માલી;
તીલક છાપકા નહી કામ હુએ, નહી ચહીએ ચંદન કે લાલી. સાહેબ.
નહીએ ચહીએ રસ્તા નહીએ પંથા, નહી હોના શાસ્ત્ર વેદા;
અંતર અપના દેખ્યા નહી, જ્યાં સુધી ભીતર ન છેદા. સાહેબ.
નહી હોના નાના નહી હોના ધોના, નહી હોના પુસ્તક પારા;
એક નીરંતર સાહેબજીને, જાને સૌ સકલ સંસારા. સાહેબ.
નહી હોના નાત નહી હોના જાત, નહી હોના ધન કે વન;
સત રખો અંતરહી સાચા, રખે શુદ્ધ હમ મન. સાહેબ.
પ્રેમભાવ ઓર ભગતી હોના, રખતે સંતકી ટેલ;
અલ્લુદાસજી અંતર કેછે, નહી હુએ મનમેં મેલ. સાહેબ.

## ભજન.

ભાવે ભજો ભગવાન, સંતો કેછે નીતી રાખો શુદ્ધ જાન. સંતો.
અંતસકરણથી સત તમે આણો, સતગુરૂની લોને સાન. સંતો.

વીષય વરતીને રાખો વાળી, કાઢી નાખો અભિમાન. સંતો.
સ્વાદ ઈંદ્રીના ના કરો સાથે, અઠાવી દ્દોને અગનાન. સંતો.
માયા મુડી તમે જ્ઞાનની મેળવો, રાખો ગટડામાં જ્ઞાન. સંતો.
ભજન કરવાથી ભાગે ભ્રમણા, મુકોને માન અપમાન. સંતો.
મન ભાવથી તમે ભગતી કરોને, ધરો શ્વાસા માંઈ ધ્યાન. સંતો.
જગદીશ્વરની જુગતી જાણો, અલ્લુદાસ પાડે પેંછાન. સંતો.

## ભજન.

બાવો અલક બોલેરે, ભેદ તેનો રહ્યો છે ભારી;
એના ભેદને જો સમજેરે, સો બાવા પર બલીહારી. બાવો.
આટો લેવા આથડે, ઘેર ઘેર ભટકાય;
અલક સમજે નહી, બાવો તે ન કેવાય;
એવા બાવા તો બહુ છેરે, ભેદ વિના ભટકે ભારી;
એમ સમજુ અને સધ થઇરે, એ ચાર રાખે નારી. બાવો.
બાવા માટે બાબરી ફગ ફગ કરતી જાય,
ટોકળા બાંધે ટળટળતા અલક જપતો જાય;
બોલાયો ન બોલેરે જુગતી રાખે ગીની જારી,
એમ કેટલો લોટ આયોરે ધ્યાનમાં તે રાખે ધારી. બાવો.
વસ્તી ફરી બાવો મંદીર જાવે, બોલાવે બાવાના બાળ,
બાવા દેખી જમવા બુમ પાડે, જમવા બેસે તતકાળ;
એવા ગણા બાવા મેં જોયારે બાવકી તો ગતી છે ન્યારી. બાવો.
એમ સત શબ્દને સમજેરે, સો બાવા પર બલીહારી. બાવો.
અલક મનને ઓળખી, ભગવાં રાખે ભાઇ,
વસ્તી પોતાની વસ કરે, એ નર બાવા કેવાઇ. બાવો.

એને બોલેરે સદા રહે આનંદકારી,
એમ અલ્લુદાસ કેછે રે, જ્ઞાન ગુરૂ સુખકારી. આવો.

## ભજન ધોળ.

જગતમાં મુરતીની પુજા જોઇ વિચારી જો જોને,
કેવાં સારાં મંદીર કરીને મુરતી ધરાવે માય જોને;
વાજાં સાથે કેવાં વગાડે તેમાં સાહબનાય જોને,
મળતીઆ પાસે ઘી મંગાવે તળે રસોઇ તાજી જોને.
આરતી બે વખત ઉતારે રમી જમી રહે રાજી જો,
પરોડીએ તો મેલે પાણી તીલક રાખે તાણી જોને;
અરે રામ કહી ઘેર આથડે છે જુગતી ખરી નવ જાણી જોને,
આટો વસ્તીથી લઇ આવે ગાઠે કરે છે ગર્થ જોને.
અરે ચેલા પૈસા ના ચહીએ આવેગા કયા ઓ અર્થ જોને,
જકતમાં તો એમ જણાવે પુરણ પૈસા પાસ જોને;
ત્યાગીપણું તન પર બતાવે દેખાડે પદમીદાસ જોને.
મીસ્ટાનના તો ગોળા બનાઇ મુરતી આગળ મુકે જોને,
ઠાકોરજીનું નામજ ઠાલી ચેલો પ્રસાદ ન ચુકે જોને,
માળા ઘાલે તે નહી મળતા રૂદય તો નહી રંગા જોને;
અલ્લુદાસ શીખામણ આપો રહો સત કે સંગા જોને.

## ભજન.

માથું શીદ કુટેરે આતમ જ્ઞાન એમ ના આવે,
મેલ કાઢો મનનારે ગુરૂ ગમ ત્યારે પાવે; માથુ
અંત સ્મરણથી ઓળખી, તંતુ જેવા થાય;
ગુરૂને ગોવિંદ ગણે, પ્રભુ ત્યારે પરખાય.
એમ ગુરૂ હોય સાચારે, આળનો રંગ ચઢાવો;

એવા ગુરૂ સરણે જાવુ રે, ગુરૂ ગોવિંદ પરખાવે. એમ.
ચતુર ગુરૂના ચેલા થઇએ, દુષ્ટથી રહીએ દુર;
પરમારથની રહી પાસે, રહીએ ગુરૂની હજુર.
એમ જ્ઞાન ગુરૂ જેવારે, અંતરથી તો ઘેર આવે;
એમ સેવકનું સુધારે રે, મોક્ષ આતમ કરાવે. એમ.
મોટા દેખી મોહીએ નહી, જ્યારે દેખીએ જ્ઞાન;
એવા ગુરૂ કરીએ આપણે, સતકી બતાવે સાન.
એવા નીસ્ચય ગુરૂ કરવારે, ગયાં જ્ઞાન પાછાં વાળે;
એમ અજ્ઞાનને હઠાવીરે, ત્રીવીધીના તાપ ટાળે. એમ.
વળી ગુરૂ લોભી શીષ્ય લાલચું, પડે નર્કકી ખાણુ.
ચોરાશી જઇનેચીન્તા કરે, પછી કરે છે તાંણાં તાણુ.
એવા ગુરૂ શરણુ નવ જાવું રે, નર્કમાં તે લઇ જાવે;
એવા નુગરાથી ન્યારારે, જેમ બીના ભુખ કેમ ભાવે. એમ,
જ્ઞાન વિનાનો આંધળો, દુષ્ટ તે કેવાય;
અજ્ઞાનના અંધારાથી સાહેબ ક્યાંથી સમરાય.
એમ જ્ઞાન ગુરૂ શરણેરે, અલ્લુદાસ ગુણ ગાવે;
એવો આશરો ગુરૂ આપનોરે, જેમ મછી પ્રીત જળ ચહાવે. એમ.

## ભજન.

પ્રથમ પહેલા સમરીએ, ગુરૂ આદમાયા સરસ્વતી;
ગુરૂ વિદ્યા તણો ઉપદેશ, આલો ગુરૂ દાતા ગણુપતી.
શિવ પદની શુદ્ધ નથી, નર જીવ પદ જાજુ જુવે;
ઈંદ્રી શરૂપ થઇને, વીષયના રસના ભોગવે. પ્રથમ.
વાસનામાં વશ થયો, અવગતી તારી એકરે;

આદ્ય પુરૂષની હોય માયા, લેખ લખ્યા નહી મટે. પ્રથમ.
અમગર ઓળખ વિના તારી, નગમ નેકી ક્યાં રટે;
નીજ નામ તંત નીરખ્યા વિના, જમડાની ફાંસી નવ મટે પ્રથમ.
આરથી મોતીને રામ મળીયા, ઓહીપુરન બ્રમ હએ;
દાસ પરશોતમ ચરન સેવે, ઓહી અમારો ધર્મ હએ. પ્રથમ.

## ભજન.

સંતો ગુરૂ ગોવિંદનું રૂપ મનથી જાણોરે,
સંતો ગુરૂ માને બાપ સત વખાણોરે;
સંતો ગુરૂ આપના એક ગોવિંદ ન્યારારે;
એક ગુરૂ તણું જ્ઞાન ગુરૂ કરે અમારારે.
એક સમે સાધુ સંત ગોવિંદ ગાયેરે,
પણ જો ભજે પ્રેમની સાથ મોક્ષ થાયરે;
વળી આતમ જ્ઞાનની વાત મરજીવા માણેરે,
કોઇ સંત પુરૂષનો શીશ જુગતી જાણેરે.
સંતો આ કાયાની માંય નીંદ્રા વશ લાગેરે,
પણ ચેતન પુરૂષ એક રાત દીન જાગેર;
સંતો આ કાયાની માંય વરસે ધારારે;
એ તો વરસે બારે માસ નહી રેનારે.
સંતો આ કાયાની માંય બાજે બાજારે,
સંતો આ કાયાની માંય દશ દરવાજારે;
સંતો આ કાયાની માંય ચાર શહેરરે,
ટીકીટ લે ગુરૂ પાસ ત્યાંથી લેરરે.
સંતો ગાડી ગુરૂનું જ્ઞાન ટીકીટ ત્યારેરે,
સંતો ઓહંગ સોહંગ વહાલો આવે વારેરે;

સંતો સતની ચલાવી સડક સુનમાં જાયરે,
ત્યાં ચડે આતમરામ આનંદ થાયરે.
મધુરા નગરી માંય જો તીસવાસારે,
ગુરૂ ચરણે સાચી વાત કહે અલ્લુદાસારે.

ચોપાઈ

સતગુરૂ દયાલ દયાલ તુમ દાતા તુમ માતા પીતા તુહી ભ્રાતા,
તુમ સત દેવનકા હુએ દેવા તન મન ધનથી કરૂ તુમરી સેવા;
ચરણ કમલ ગુરૂ ચીત દીજે પાઉ પખાળી ચરણામૃત પીજે,
મુગતીકા મારગ સતગુરૂ સાંઇ ભટક ભટકત મીલત નહી કાંઇ.
જો મન સ્થીર કરી સંત સેવે માન બડાઇ મુકી દેવે,
એ સબ મોક્ષ માર્ગકા મર્મ સંત સેવનમેં રહયો સર્વ ધર્મ;
જેસો આતમ અપનો જાંણી પુરન સબગટ લેવે સાંણી,
સતગુરૂ શબ્દ બરાબર જાને ગટ ગટમે સાહેબ કર માને.
ગટ ગટ સતગુરૂ રહે એ સ્વામી શીષ્યકા લક્ષણુ બને નિસકામી,
અંતરમે મસે કહે અલ્લુદાસ સતગુરૂ પ્રતાપશે ભયા પ્રકાસા.

ભજન.

સાહેબને સમર્યા વિનારે, સ્વારથ નથી સરનારો;
જાહેર છે જુગમાંરે, કેવો છે પેદા કરનારો.
અનુભવથી જો ઓળખે, મોટુ મળશે માન;
પ્રેમવડે જો પારખી, ધરે એક મન ધ્યાન.
સાંણુ લેજો સાથેરે, હરી છે દુઃખ હરનારો. સાહેબને.
મોહમાયા ને વળી મમતા, ઠરીને બેઠા ઠામ;
અંતરમાં ન જાણ્યો આતમા કર્યું કબાજીનું કામ;

અધર મન ઉચરેરે, ફોગટ છે ખાલી ફરનારો. સાહેબને.
ખરી વાતની રાખો ખોજના, ટળે ત્રીવીધી તાપ;
કાલુ કહે દાસ જાંણી કીયા કરી, ઉગારી લેજો આપ.
વીકટ વેળા વસમીરે, દેખી જમડા ડરનારો. સાહેબને.

## ભજન.

માયામાં ક્યા નર મોહ્યારે, જન્મ ધરી માયામાં ક્યા નર મોહ્યા;
સત સંગતકી બાત ન સમજ્યો, ખાલી દેહ તેં ખોયોરે. જન્મ.
લોભ લાલચમાં રહ્યો લલચાઇ, સેજ પલંગપર સોયા;
જન્મ ધરી હરીકા નામ લીઓ નહી, હરદે મનકા મેલ ન ધોયારે.
જન્મ ધરી કાલુ કહે બંદા સુખ ન સમરો, દુખ પડે ફીર રોયારે.

## ભજન.

સાહેબનુ નામ સાચુરે, નજરમાં તારી કેમ ન આવે;
ભજન વિના ભુંડારે ભોજન તને કેમ ભાવે. સાહેબનુ.
મોહ જાળની જુઠી માયા, કદી ન આવે કામ;
ભુલ્યો ફુલ્યો સીદ ભમે છે, નથી લેતો સાહેબનુ નામ.
જન્મ એળે જાશેરે, પાછળથી પસ્તાવે. સાહેબનુ.
કરોડ રૂપીઆ ભેગા કરીને, ગાંઠે કીધો ગર્થ;
સમજુ થઇને ભુલ્યો શા માટે, આવે નહી કશો અર્થ;
પરખો હીરો પોતેરે, જન્મ તારો એળે જાવે. સાહેબનુ.
માત પીતાને કુટુંબ કબીલો, બગણુ જુઠી ભાઇ;
અંતકાળ કોઈ કામ ન આવે, સ્વારથની સગાઇ.
કાલુરામ કેછે રે, અવસર આવો ફીર ન આવે. સાહેબનુ.

## સાખી—અલ્લુદાસની.

ગુરૂ સંતનકી સેવના, ગુરૂ દેવનકો દેવ;
પ્રથમ પહેલા સમરીએ, જય જય સતગુરૂ દેવ.
દેખત ગ્નાની દીકરી, દુજા ગ્નાની ગાય;
પુરો ગ્નાની પરૂણુલો, જે આપે જે તે ખાય.
નાત જાત નહી દેખના, અલક્ષ મુખમેં આવે;
અલ્લુદાસ એમ કહે, ગોવિંદ ગુણજો ગાવે.
એસા સંતજો આદમી, સદા હરી મુખ હોઇ;
અલ્લુદાસ એમ કહે, રોકે ન ઉનકો કોઇ.
માંસ ખાય જે માનવી, દુષ્ટ તે કેવાય;
અલ્લુ અક્ષર એમ કહે, વૈકુંઠ કયાંથી જાય.
પરમાંસ જે ખાઇને, હૈયામાં હરખાય;
જમડા આવે ઝાલવા, પાછળથી પસ્તાય.
સારાની સોબતથી, નીરમળ બુદ્ધી થાય;
અને ખોટાની સોબતથી, ફજેતી ફેલાય.
બીજાની જે અસ્ત્રી, માતા તુલ્ય જાણ;
આયો અવતારકે આવશે, મુરખા મનખો માણ.
જેવી સોબત રાખીએ, તેવી બુદ્ધી થાય;
જેવા કામજ કીજીએ, તેમાં તે ગણાય.
જેસા માણુસ હોત હે, તૈસા હોના આપ;
અપના ગ્નાન સમાલીએ, તો જ્યુ માર ખાત કૈસાપ.
તેજસ રૂપી તુ ધણી, અખંડ સ્વરૂપી આપ;
દાસને આપ ઉગારીએ, ટાળો ત્રીવીધી તાપ.

સત્ય નામકી સાંચ્મી, લુટી લેના લાવ;
એ અવસર જો જાયગો, ફીર ન આવે દાવ.
આયા હુએ કે આયગા, મુરખ મુઢ ગમાર;
એ બાજી જો જાયગી, તો ફીર આતે લાગે વાર.
સાહેબ મેરા તુ ધણી, મેં હું તેરા દાસ;
અરજ મોરી એતની, સદા રહો હમ પાસ.
જ્ઞાની કોને જાણુવો, સર્વ સમજે સાર;
સ્વાદ વીષય સમજે નહી, પામે સંત ઓપાર.
તુ ધાને સો ધુળ હુએ, ધણી ધારે સત;
અપના ધાર્યા નહી હોતહૈ, તો કાયકુ કરત હો મત.
સત ચરણ હમ સંત હુએ, એહી અમારી રીત;
પુર્વ જન્મસે હમ મીલે, સાહેબસેં હમ પ્રીત.
રૂદીઆ માંહી રાખવો, પુરન હરીપર પ્રેમ;
મન વરતીને વાળીએ, ઇશ્વર મળશે એમ.
વિશ્વમાં વ્યાપીક છે, ઇશ્વર પુરણ એક,
રંક રાજામાં રમી રહ્યો, નીરખો સાહેબ નેક.

---

ભગતી કરીએ ભાવથી, પુરો રાખી પ્રેમ;
સોધન રાખો શરીરમાં, ઇશ્વર મળશે એમ.
મનથી જાંણી મહાતમા, શબ્દ ઉચારો સત;
એકંદર જાણી આતમા, મુકો મનનો મત.
વિમુખથી છેટે વસો, કરીએ ન કહેત;
રૂદીઆ માંઇ રાખવું, હરીજન ઉપર હેત.
જુઠી માયા જકતની, મુરખ રહ્યો સીહ મોઇ;

વધ થયો આ વીષયથી, ખાલી દેહ તેં ખોઇ.
આયો પ્રાણી આતમા, જોતાં જોતાં જાય;
ચતુર નર તમે ચેતજો, પાછળથી પસ્તાય.

## ભજન રવી સાહેબનું.

સાહેબ મેરારે સનમુખ રહેનારે લખદીઆ પરવાનારે જી.
નાભી કમળથી પવનજ ઉલટો, જઇ ગગન ગઢ ગેરા;
ગઢ ગેરા—ગઢ ગેરા ગઢ ગેરારે. સનમુખ રહેનારે.
તરવેણીમાં જઇને તાર મીલાયારે, વહાં તે તળીયા ઠેરાયારે;
ઠેરાયા ઠેરાયા. સનમુખ રહેનારે.
ઇંગલા પીંગલા સુખમણા નાડીરે, તરવેણી તાર મીલાયારે;
મીલાયા મીલાયા. સનમુખ રહેનારે.
આવન જાવનકા ગુરૂજી ફેરા મીટાઇદીરે, એક પલકમાં કરીદા નવેડારે;
નવેડા નવેડા. સનમુખ રહેનારે.
છે તુજ માંઇ સુજત નાહીરે, ગુરૂ વિના ઘોર અંધેરારે;
અંધેરા અંધેરા અંધેરા. સનમુખ રહેનારે.
આ સંસારીઓ સુપનાની બાજીરે, તેમાં તુ ચેતને સવેરારે,
સવેરા સવેરા. સનમુખ રહેનારે.
કહે રવી સાહેબ સતભાણુ પ્રતાપે, છોડ દે સંસારકા જંજેડારે;
જંજેડારે જંજેડારે. સનમુખ રહેનારે.

## ભજન.

કોણુ છે ધણીરે તારો કોણુ ધણી,
વહાલા સત નામ બીના તારો કોણુ છે ધણી;
સ્થુલ સરીરમાં સુએ છે સાચુ,

મહામુરતી માંહી પારસમણી. વહાલા.
પુરણ પ્રેમથી પુરૂસારથ પામ્યો,
તુરત કુંચી પામ્યો તાળાતો તણી. વહાલા.
પુરણ પ્રીતથી પ્રભુને પરખો,
કીરતાર છે એતો હીરાકણી. વહાલા.
સત નામથી મારી સુરતા સાચી,
ગુરૂ પ્રતાપથી લીધી છે ગણી. વહાલા.
અલ્લુદાસ પ્રેમ અંતર એ છે,
ચીત ઈંટમાં ગુરૂ નાખ્યા ચણી. વહાલા.

## રાજીઓ.

ભાઇ ભજો ભગવાનનેરે, વરતી કરજોને વિચાર;
સત સમજુ તને સાનમાં, વેલા થાઓને કરો વારરે. સાહેબ.
પ્રેમના પલંગમા પોઢીએરે, નાખો તનની તળાઇરે;
આનંદ ઓસીકાં માંય મુકીએ, સુવો એકદમ આઇરે. સાહેબ.
ચાદર બીછાવો તમે ચીતનીરે, અકલ કરજોને આણુરે;
મન તણી આંદણી બાંધવી, પાયા ચાર કરો પ્રાણુરે. સાહેબ.
અનુભવઇ હોમાય ગાલજોરે, ઊપળાં દયા અને ધર્મરે;
સત વૈરાગને સુવાડજો, સત પોઢે એક બ્રહ્મરે. સાહેબ.
મન વિચારના મેદાનમાંરે, સારી બીછાવો સેજરે;
જ્ઞાન તણો પવન માંય ઢોળજો, ઊગ આવશે એજરે.
માંય સાંન્તી તણાં ગાલમસુરીઆં મુકવારે, વીવેકનો દીવો કરો વાસરે;
જ્ઞાની જન કોઇ પોઢસે, પલંગ કહે અલ્લુદાસરે. સાહેબ.

## ભજન.

બાધણી બેસ બણીરે, વહાલા તારી બાધણી બેસ બણી;
પાંચ તત્વની બાધણી બનાઈ, જુગતી સાળની જડીરે. વહાલા.
ત્રણુ ગુણુ માંય મુકયા તાંતણા, દયાની કોકડી દડીરે. વહાલા.
જુટા ભાતના બેસ બનાયા, વણુનારે ઠીક વણીરે. વહાલા.
ચતુર પુરૂષ માંય સુતર ચલાઇ, તરરેણી લગાઈ તડીરે. વહાલા.
આરે બાંધણી બેસ બનાઈ, બંધાયાથી બહાર પડીરે. વહાલા.
અલ્લુદાસ સત બાધણી બોલે, કાયાગઢ બાંધણી ગણીરે. વહાલા.

## ભજન.

ઓ હંસા હંસ મીલે સુખ હોય, વાકી જાત ન જાણે કોઇ. ઓ.
ઓ ચેલા જાત પુછે મુજ કાંઇ, હમતો કયા હએ શરીરકી માંઇ.
જલ અગ્ની વાયુ પૃથ્વી, તેજ ઉનમેં કોઇ હમ ભાઇ;
કોન સત તમ રજો હમ કહીએ, કયા તુમ દેયુ બતાઇ. ઓ ચે.
હાડ ચામ હમ લોહુ કહીએ, અંતે અળગા થાઇ;
તત્વ કહીએ તો તત્વ ન્યારા, જઇ તત્વમેં સમાઇ. ઓ ચે.
અંતઃકરણુ હમ મન બુદ્ધી ન હએ ચીત અંકાર મનાઈ;
સ્પર્શ શબ્દ રૂપ રસ નહી હએ, નહી હમ ગંધમેં ગણાઈ. ઓ ચે.
ખટ ચક્રમેં દેવ હમ નાઇ, નહી હમ શ્વાસા કેવાઇ;
શ્વાસા રૂપ જો હમહી કહીએ, શ્વાસમેં શ્વાસ સમાઈ. ઓ ચે,
સ્થુલ સુક્ષ્મ કારણુ નહી લએ, નહી કાયા તન કાંઇ;
અલ્લુદાસ સતગુરૂ જાકે ચરણે, ચેતન જાત રહાઇ. ઓ ચે.

## ભજન.

કર સતકી સવાઇ, કયું ભટકતા હએ ભાઇ;
સંગ કછુ આઇ. કયું ભટકતા.

કેતાહે મેરા મેરા, પણ કછુ નાહી તેરા;
ફોગટ ખાતા તુ ફેરા, લે નામ કુગવાઇ. ક્યું ભટકતા.
તુજે આતમજ્ઞાન ન આયા, ગુણ સતકે ન ગાયા;
તુતો ભુલ ભરમાયા, સત નામ મુખ ન આઇ. ક્યું ભરમાયા.
સત નામ મુખ ન આઇ. ક્યું.
કેતાકે માલ મેરા, હૈયામેં રહ્યા અંધેરા?
ફીરતા ચોરાસી ફેરા, સત નામ સીર નમાઇ. ક્યું.
તીરથ દર્શનકુ જાતા, વહાં નહીં કછુ પાતા;
ફેરે ફોગટ તુ ખાતા, અજુ નામ લે તુ ગાઇ. ક્યું.
ગુણ સાહેબ કે તું ગાવે, તુજે વહાંહી એ છોડાવે;
તેરા આવ ગવન મીટ જાવે, કર ભગતીકી ભલાઇ. ક્યું.
આતમકો નહી જાના, નહી રખ્ખા ગુરૂકા બાના;
ખાતેહો અચ્છા ખાના, રહા માલમેં મરાઇ. ક્યું.
કહેતાહે મેં હું જ્ઞાની, સત બાતકુ ન જાની;
નહી કછુ જ્ઞાનકી નીસાની, એસા તુ હુએ મુરખાઇ. ક્યું.
એક સતગુરૂ મેરા, મીટ ગયા ચોરાસી ફેરા;
આનંદગર હુએ મેરા, અલ્લુ સતકુ ન માઇ. ક્યું.



# સૂચના.

અમારી તરફથી હાલમાં નીચે લખેલાં પુસ્તકો છપાઃ બહાર પડ્યાં છે.

૧ સતસંગ ઉપદેશ.

૨ અથ શ્રી સત્ય ઉપદેશ.

અને " ઉત્તમ બોધ પ્રકાશ " હાલ છપાય છે તો અગાઉથી નામ નોંધાવી ગ્રાહક થઈ ધર્મના કામમાં મદદ કરશોજી.

હરેક ચોપડીની કીંમત ઉપરાંત પોષ્ટ ખર્ચ જુદું લેવાશે.

પુસ્તક મળવાનું ઠેકાણું.

અલુદાસ ગુરૂ દામોદરદાસ.

મુ. કોલવડા.

તા. વિજાપુર.

પોષ્ટ ગેરીતા.